# ચાંપરાજના નવા નાટકના ગાયન.



રચિને પ્રસિદ્ધ કરનાર,
ગંગારામ આતમારામ પંડ્યા

## ભુજંગી છંદ.

બચાવ્યો સાતએ જુઓ નાથ કેવો,
સાત નારથી તો બચ્યો ભૂપ જેવો;
બતાવી ખરી મિત્રની રીત કેવી,
ગ્રહો દંપતી સૌ સદા રીતિ એવી.

સુરત.

“ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસમાં”
ગંગારામ આતમારામે છાપ્યા.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કીમત દોઢ આનો.

૪૧૧૪

# ચાંપરાજના નવા નાટકના ગાયન.

**કાફી.**

તું અંતરજામી પ્રભુઆ, તું અંતરજામી.
જળ નીપાયા સ્થળ નિપાયા,
સબ રંગ તુંહી બનાયા;
તુંહી તુંહી શબ્દ રટૂ મુખ ગાજી;
શશિ ઈંદુ શોભાયા. તું અંતરજામી૦
હે દુઃખ ટાળક બાળક મત્યે; (૨)
દે અવગુણ વામી. પ્રભુઆ તું અતરજામી૦
લોકો કાજે હરી મા'રાજે,
ખેલ દિપે આજે;
શા'ય આપીને લા'ય ઓલવજે;
દુઃખડા તું ભાજે. તું અંતરજામી૦
વિઘ્ન નિવારણ ધારણ આપે; (૨)
વિશ્વ તણા સ્વામી. પ્રભુઆ તું અંતરજામી૦

**સુવદના**—( સોનરાણીને વૃક્ષ લતાઓ તરફ હાથ કરીને )

**નવિન રાહ.**

ચંબેલી ખીલીઆ તેને ઉપમાં શું દઉં,
બટ-મોગરાની બલીહારિથી હારિ હારિ જાઉં:
ગુલાબી ગુલાબ ગૌર ગૂઢ પુષ્પ આ.
કેતકી કેશવ કેવી, જુઇને બીલાં. ચંબેલી૦

વળી સોનરાણી તરફ વિચાર કરીને કહેછે :--

**ગઝલ.**

( ઇંદ્રસભાના રાગની. )

શું સ્વરૂપ! સુંદરીનું શૈવી શું, હશે ?
કાંતો રાણી રંભા, રતી રૂપ થૈ બસે ?
કંનો રાણી ઇંદ્રકેરી પ્યારી અપ્સરા ?
સોનાનું સ્વરૂપ સોના વર્ણવું કહાં.

**ચાંપરાજ** :—

**લાવણી.**

( મુજ ઉપર ગુજરી—એ રાહ. )

મુજ પ્રિયા પ્રાણ આધાર, પરમ પ્રિય મારી;
હું ત્રણ દિવસે આંહી, આવિઓ વા'લી; મુજ૦
તેં કીધા ત્રણ અપવાસ, પતિવ્રત સાચ્યું;
મને થજો બહુ ફિટકાર, મૂર્ખે મે ખાધું. મુજ૦

શું ગયો ભૂલી સૌ ભાન, રહીશ તું ભુખી;
મેં ઇચ્છ્યું સારી પેઠ, રહી તું દુઃખી. મુજ૦
જોઇ પતિવ્રતાનો મુખ, ધણિનું ખાયે;
જો આવે ધણિને દુઃખ, તરત તે ધાયે. મુજ૦
પણ મારા જેવો ધણી, હોય બડ ભાગી;
તો કાંચન રૂપની માંહી, લોહ મેખ વાગી. મુજ૦

## લાવણી.

( મુજે છોડ ચલા બનજારા—એ રાહ. )

હવે આવ્યા છ માસ જવાના;
તું મનમાં દુઃખી થા માં, પીયા મનમાં. હવે૦ તું૦
અકબર વર્તે ન્યાયની રીતે,
વર્તે શુર વીર સાથ સુપ્રિતે;
તેથી જાશાં ખચીતે વા'લા તું૦ હવે૦
સુશિક્ષિત નારને શું કે'વું
દૈવી દુઃખ કાયાએ સે'વું;
પતિવ્રતા ન એકલી સ્યામા. તું૦ હવે૦
ભડકું છાશ ન ખાતી વા'લી,
મુળગી તું છે શરીરે કાલી;
તજી ગુલાલિ થાય ફિકી ના. તું૦ હવે૦

**સોનરાણી**:—

**રાગ વેલાવર.**

( સહિઅર દુઃખ શું દાખવું એ રાહ. )

પ્રાણ પતી પ્યારા માહરા, જાઓ છોડી મને;
દર્શન વિના અંહી આપના, નહીં ખાવું ગમે. પ્રાણ૦
દિવસ વરસ સમ લાગતો, જાણે વસ્ત્ર સાપ;
ફીકું લાગે ગળ્યું આ સમે, જ્યારે દેખું આપ. પ્રાણ૦
જ્ઞાતા આપ બધી રીતે, જેવું લાગે ઠીક;
વર્તો હરિ શાંતિ કરે, આપો સુખડા અધિક. પ્રાણ૦
હરકત નહોય આપને, તેડી જવા સાથ;
તેડી જાઓ હું અબલાને, વિનવી કહું છું નાથ. પ્રાણ૦
હઠ કરવી જાણી જોઇને. એથી ઉલટું દુઃખ;
પ્યારા તમારા વિના મને, કહો શાથી સુખ; પ્રાણ૦
આવો છ માસ વિતે અહીં, થાય ઉપર દિન;
જીવ મારો રે'શે નહીં, એટલું કહું દીન પ્રાણ૦

**ચાંપરાજ**:—

( જુઓ જુઓ વિપ્રે લિડી હામ એ રાહ. )

શાને વદો કઠોર વચન; ક્ષત્રિ બચ્ચો તે કેમ શે'શેરે.
ક્ષત્રિ લેશે કેમ કલંક; ક્ષત્રિ૦
એતો હજી વાળે આડા અંક; ક્ષત્રિ૦

શું થયું સતિ સત્યાનાશ; ક્ષત્રિ૦
ત્યારે કેમ ન થાય ભૂનાશ; ક્ષત્રિ૦
હજી જીવે પ્રભુને પ્રતાપ; ક્ષત્રિ૦
શું વચન વદો છો આપ; ક્ષત્રિ૦
મારા ગૃહે પતિવૃતા નાર; ક્ષત્રિ૦
જાઓ કરો તપાસ તે ઠાર. ક્ષત્રિ૦

**ગઝલ.**

શેરબેક— (ઇંદ્રસભાના રાગની.)

બાદશાહ મેં કયા કહું એ બેઅદબ બુરા;
સકળ હમે બેઠ રહાં ઉઠિયા શુરા. બાદશાહ.
પતિવ્રતા નારી ઉન ઘરજો રહી;
રાખે એને હુદર મેં તો જાતહું તહીં. બાદશાહ.
ઝીણી જેને ખબર કાઢું હું બુંદી કોટાં;
શુળિએ ચ'ઢાના પછી જો પડે ખોટા. બાદશાહ.
અગર જુઠા મેં પડું તો શુળિએ ચ'ડું;
કોણ માઇ પુત એસા ઝડપિયું બીડું. બાદશાહ.

**બીરબલ:—**

(ગરહમને દીલ સનમકું દીયા, એ રાહ.)

હઠ કરી તુંબ નહીં, એ ક્ષત્રિ કેરા તન;

પસ્તાવું પડે પછીથી, દિલ થશે પતન. હુઙ.
ક્ષત્રિ કેરી સ્ત્રીઓ ઘણી, હોય શુરવીર ;
પતિવ્રતાનો ધર્મ પાળે, શુદ્ધ આ વચન. હુઙ.
શાહસ્ત્રવાર ના કહીને, રોકુંછું તને ;
સાહસ કર્મ તું કરેછે, સુખનો વિઘન. હુઙ.
માન હજી મારૂં કંઇ નૃપ કને બચે ;
એમ ના કરીશ તો તો તું થશે પતન. હુઙ.

રાગ આશાગોડી.

સાહસ કીયા અવિચારી, ખુદા મેને સાહસ કીયા અવિચારી
ક્ષત્રિ સાથે બાથ લીડી મેને, જેની પતિવ્રતા નારી. ખુદા.
માલન સરખી પ્રપંચ કરકે, ચંડ શકત ન અટારી. ખુદા.
મરણ મેરા ઢુંકડા આયા, અબી કરના કંઈ ધારી. ખુદા.
કેશી રીતશે આ પકડાયે, અગર હું વે કયું બારી. ખુદા.

રાગ મિશ્રિત માઢ.

પગ ગયો તૂટી, મારો પગ ગયો તૂટી ;
કપટ કેરી દોર બાંધી તે ગઈ છુટી. પગ.
પ્રથમ ચોકીદાર એક સુરદાસજી ;
પગ આવાજે ડાંગ મને મારીને છુટી. પગ.
બાઈ મને નથી તુજ દામ જોઈતા ;
પૈસા લેતા થઈશ હું તો પ્રાણ વિખુટી. પગ.

કામ તારૂં કરજે ગમેતેમ તું કરી;
પ્રાણ મારો જાય જેમ ભાંગી આ ઘુંટી. પગ.
જંતુ એક ઝીણું તદા સંચરે નહીં;
તો તું તેની કેવી રીતે લાજ લે લુંટી. પગ.
( નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ રાહ. )

**શેરએક :—**

પ્રભુ તોહે કામ કીયા બોત સારા, અતીશે જાથા દુઃખકા ભારા;
બોત બિકટના કામ લીયાથા, સફળ હુઆ જન્મારા. પ્રભુ.
તેરી કૃપાસેં પાર પડાહે, નમુ નમુ દિન દયાળા. પ્રભુ.
સંબકા દેખત હ્યાંસે જાકેં, શુળીએ ચ્હડાવું હાડા. પ્રભુ.
ડંકા હોયગા રાજસભામે, બેલ મચેગા ધાડા. પ્રભુ.

**ગઝલ.**

એકથી અનેક સુધી હું જામીનગાર;
ચૂક તેમાં જો પડેતો જાન હું દેનાર. એક.
રજા દિયો સરકાર આહીં હું રહુ હજુર;
કપટ ઝપટ ભંગ થાય પ્રગટે શર નૂર. એક.
આપો રજા રાયજી રાખીને હું વિસ્વાસ;
જરીક મોડું થાય એને અર્પે જાન દાસ. એક.

( જમુના તટ બંસી બાજરહી એ રાહ. )

શીદ મોકલતા, શીદ મોકલતા ;

ભાઇ પુત્ર તમો શીદ મોકલતા. ટેક.

રસ્તે મુજને મોડું થાય કાંઇ દિલમે ધીરો ધરતા ; શીદ.

જાન તમારે આવો પડશે શીદ તમે હઠ ધરતા. શીદ.

**ચાંપરાજ** :—

( બેદાદ મુજે યાદ હે વલાહ તુમારી એ રાહ. )

ફીટકારછે ફીટકાર તને નારીને ફીટકાર ;

ધિઃક તારી જાતને શું કીધો વ્યભિચાર. ફીટ.

પતિવૃતાનું ડોળ ઘાલે પતિની સાથ તું ;

અંતે તને આવું સુઝયું ધિકછે અવતાર. ફીટ.

કુળ લજાવ્યું મુળ લજાવ્યું ધણિ લજાવિયો ;

પ્રાણ જશે માહરો આ તુજ કાજ નાર. ફીટ.

નફ્ટ જરા નાવી શર્મ કર્મ શું કર્યું ;

ધર્મ તજી મર્મ તારો ના ગણ્યો તેવાર. ફીટ.

જોગી રાજા ભરથરી તે નારી કાજથી ;

મર્ણ રૂપ મારૂં થશે નીચ હાથ નાર. ફીટ.

ફીટકારછે, ફીટકાર તને,

ધિઃકારછે, ધિઃકારતને,

તારી જાતને, ધિઃકાર,
તારી માતને ધિઃકાર !
અને ધિઃકાર તારી સાથ પરણનારને!
ધિઃકાર ધિઃકાર ધિઃકાર !

---

**સોનરાણી:—**

( જુઓ જુઓ વિપ્રે બીડી હામ એ રાહ. )

આહી આવીને પ્રાણનાથ; મનેતે ફિટકાર કીધો રે.
મેં શું કર્મ કીધું દિનનાથ; મને.
શું વ્યભિચારની વાત; મને.
આશું કહીગયા પ્રાણનાથ; મને.
થયું જીવતર મારૂં ધુળ; મને.
આ હું પતિવ્રતાનાર; મને.
શું બોલ્યા કર્યો વ્યભિચાર; મને.
ઝટ આવી ગયા ત્યાં કેમ; મને.
નથી ઉભા રહ્યા પુછી ક્ષેમ; મને.
નથી સાંભળી મારી વાત; મને.
એકદમ ગયા પ્રાણનાથ; મને.

**સોનરાણી:—**

## રાગ આશાગોડી.

સહાય થશો દીન બંધુ, કૃપાળુ સહાય થશો દીન બંધુ;
પતિવૃત ધર્મ હું ચુકી નથીજ્તે, કેમ કોપ્યા હશો સીંધુ કૃપાળુ.
હું પર વાદળ કહાંથી આવ્યું, કંલકી આ સંધું : કૃપાળુ.
મુજપર રે'મ કૃપાનિધિ આપો, કાપજ્તે કષ્ટ હે સંધું કૃપાળુ.
સતિઓ કેરા સત સચવાવ્યા, તેમજ ઉગારજે વિભુ; કૃપાળુ.
દ્વિય કરથી હું વંદન કરતી આપ તું નેન હું અંધું કૃપાળુ.

**વીમળમતિ:—**

વસંતતિલકા વૃત.

હા પ્રાણનાથ તમ પ્રાણ સુમિત્ર કાજે.
એથી ભલું ન અહિઆ, મુજ અન્ય ભાસે;
હા આજના દિવસને બહુ ધન્યવાદ,
રે! હું મરીશ જુરીને! પણ, ધન્ય વાદ.

**પાહાકશીંહ:—**

છોડો તમે મનથિ શોક હું પ્રાણપ્રિયા,
એથી વધુ દુઃખ દિલે મુજ થાય અહિઆં;
થાયે વિલંબ અહિતો પછિ રાય કોપે,
છેલ્લા પ્રણામ સઉને મુજ હર્ષ વ્યાપે.

**આંપરાંજ** :—

રાગ વેલાવર.

( વનચર વિરા વધામણિ એ રાહ. )

ધન્ય બંધું માગ સત્ય તું, સત્ય તારી સુટેક;
કાર્ય કીધું ઠેડજ સુધી, જાણી મિત્રની નેક. ધન્ય.
ધિઃકાર મારી જાતને, થજો બહું ફીટકાર;
વાર લગાડી આવવા, તૂટયો હોત કરાર. ધન્ય.
હત્યા મુજ શીર લાગતે, મરતે મારો સુમિત્ર;
કોણરે વિરલ એવો આસમે, હોય શુદ્ધ પવિત્ર. ધન્ય.
તારા સમો નહીં મુજને, મળશે સન્‌મિત્ર;
જય જય થાઓ સદા તને જેની પ્રિતિ પવિત્ર. ધન્ય.

**પાહાડશીંહ**:—

શિખરિણી વૃત્ત.

મણુ આણયો તેં હ્યાં, સજન મુજ સ્નેહી મરીજવા,'
કિધું એતે તેં શું, ક્યમ ન મુજનેદ તું મરવા;
નહીં જોવાવાનું, મરણ મુજ સ્નેહીજન તણું.
મરી જાતા એના, જગત મહિં હું રે'વુ ધુળ ગણું.

**સોનરાણી**:— **લાવણી.**

( રાગ પ્રેમાનંદના વાણજારાનો. )

હું લખું પિતાજી વાત; જે દુઃખ કાં'ણીરે.

તે સુણજો મારા તાત; હૃદે ધીર આણીરે.
હું છું પતિવ્રતા નાર; જે દુઃખ કાંણીરે.
તેં હાલ કરી વ્યભિચાર; હૃદે ધીર આણીરે.
ગઇ રાતે આવ્યા નાથ; જે દુઃખ કાંણીરે.
તેણે ધિઃકારી મારી જાત; હૃદે ધીર આણીરે.
આ સાંભળી મુજને કૃપાલ; જે દુઃખ કાંણીરે.
પ્રગટી ચરણથી ઝાળ; હૃદે ધીર આણીરે.
હું જાણિં દિલ્લી તે કાજ; જે દુઃખ કાંણીરે.
ત્યાં કેવી હકિગત આજ; હૃદે ધીર આણીરે.
આ રૈયત સોંપું હાલ; જે દુઃખ કાંણીરે.
કરજો તેની સંભાળ; હૃદે ધીર આણીરે.
રાજ ચલાવજો શુભપેર; જે દુઃખ કાંણીરે.
હું દીલ્લી થઇશ જાહેર; હૃદે ધીર આણીરે
જો પ્રાણપતિ તજે પ્રાણ; જે દુઃખ કાંણીરે.
તો હું યે મરીશ નિરવાણ; હૃદે ધીર આણીરે.
આવું આવ્યું શીર કલંક; જે દુઃખ કાંણીરે.
લાજ મુકી જાઊં નિશંક; હૃદે ધીર આણીરે.
તમને મળીન તેની માફ; જે દુઃખ કાંણીરે.
માગે વિનતી કરીને સાફ; હૃદે ધીર આણીરે.

**છોટીયાં** :— ગગ સુભાગા.

ન દો, ન દો, ન આળ દો ન બિગર બિચારકે.
કીસીકે શીરપે આળ દોન બિગર બિચારકે. ટેક.
કીર્તી કીરતી સબ છાંયગી
વ્હાંહ દુનિયા મેહ જાણાય; નદો૦(૨)કીશી.(૨)
ધુળ હુચે જુદી કાંચનસે
દુર્જન દુષ્ટ કલાય; નદો૦(૨)કીશી.(૨)
દંપતિ કેરા સુખદ પ્રેમકી;
જાત અજ બહે બાત; નદો૦(૨)કીશી.(૨)
લંપટ ચુસમે મેખ રખેગા;
મરેગા ફીર એકે ઘાત; નદો૦(૨)કીશી.(૨)

**છોટીયાં** :—

(જનુની જીવોરે ગોપીચંદની એ રાહ.)

વિતક વિત્યા મુજને ઘણા, થઇ ગુણકા નારજી;
હવેરે ગુણીકા હું નથી, મારો હાડો ભરતારજી.
શાહ શુણો દીલ્લી પતી.

**બીરબલ** :—

ધન્ય ખુદાબીંદ ઉસકુ, ધન્ય ક્ષત્રાણી જાતજી;
સંસય મનમે નહિ કીયા, આઇ ચલ કે'ન બાતજી.
સાચી બાત દિલ્લી પતી.

**સોનરાણી :—**

નથીરે મારૂં મો'ઢું ત્સેવું, એતો સાચી પિતા વાતજી;
હૃડમાં મેં સાર બધો લીધો, જાણું એનું મતાંતજી.

પિતા સુણો હિલી પતી.

( શ્રી જગતપતીની રાહ. )

જ્યારથી મુજ પતી, આવ્યા અધીપતી,
ઉદા-સિની હું તહીંઆ ત્યારથી સતી. ટેક.
ખાન પાન કરવું હરવું ગમતું મુજને નહીં;
ધ્યાન ધરી શવામાં પતિનું રે'તી સતિઢું તહીં. જ્યારથી.
આવી હાડા ઝાઝી કીધી બોલથકી ફીટકાર;
વાત ન સુણી મારી કશીએ બહું કીધો ધીકાર. જ્યારથી.
વીજળી ચમકી ઝબકી ચાલ્યા જેમ આકાશે થાય;
"તારે કાજે શીર જવાનું" ધિક્કરે સતિ કથાય. જ્યારથી.
મેં પુછ્યું રે શાને માટે પ્રત્યુતર ત્યાં નહીં;
આવ્યાં આવ્યા ચાલ્યા ચાલ્યા આવી વાતો થઇ. જ્યારથી.

**સોનરાણી :—** માલિની વૃત.

નહિ નહિ નહિ મારૂં, મૂખ શા'ને બતાવું,
રિતિ રિતિ રિતિ આછે, ક્ષત્રિની તે જણાવું;
નથિ નથિજ હવે ત્યાં, જાણજો હું ગુણીકા,
વધુ વધુ વદું હું શું, આપની પાસ પીતા.

ચાંપરાજ :—

જનક જનક એછે, આપણો જાણજે તું,
નથિ નથિ નથિ કાંઇ, મુખ દેખાડરે તું ;
નિજ જનક કનેતો, છોકરાઓ રમેછે,
સુખ ગુખ બતલાવે, એ પિતા આસમેછે.



બુરા કામ હાં તેને કીયા હે,
મગર દયા દિલમેં લાવું ; શેરબેક શુણીએ.
શૂળી તુજકું અબી મીલેગી,
મગર ઓ હાથ ઉડાવું ; શેરબેક શુણીએ.
તેને ખોટા જાન ગુમાવા,
કપટ કીયા દુ:ખકારી ; શેરબેક શુણીએ.
સત્યકા સરવે જય હોતા,
પસ્તાતા હે દુરાચારી ; શેરબેક શુણીએ.
તેરી શૂળીમેં માફુજ કરતા,
તુજ જેશા નહીં થાતા ; શેરબેક શુણીએ.
માલન કુઇન્ને ભઈ મેરી,
ઉસકુ હો સુખ શાતા. શેરબેક શુણીએ.

મીયા તારા ઉપર જુલમ ગુજાર્યો ભારી;
કામ કરી અવિચારી. મીયા.
મને લોકો દેશે ફીટકારો, મારો અફળ ગયો જન્મારો;
હવે તે શું રે કરૂં કીરતારીરે. મીયા.
મારૂં તું મુજને કરજે, કાંઇ રે'મ મારાપર ધરજે;
હવે પસ્તાઉં તો હું અવિચારીરે. મિયા.

## સમાપ્ત વચન.

ખેલ થયો આ પુરો, સજ્જન સૌ ખેલ થયો આ પુરો;
સત્ય સતિનું કયમ સચવાયું,
કયમરે બચ્યાતે દુઃખથી;
કપટીને પસ્તાવો કેવો;
ભજવીને કહ્યું મુખથી; ખેલ૦
ચાંપરાજનો શુરો. સજ્જન. ( ૨ )
દંપતી સર્વે સ્નેહી થાજો;
બનજો સદા એક દિલ;
મિત્રની રીતી વર્ણી બતાવી,
એવા થજો એક લીન. ખેલ૦
ફરી ફરી આપ પધારો. સજ્જન. ( ૨ )

